# ॥ અથ સીમંધરજિન સ્તવન ॥

૧

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો ॥ મુજ વિનતડી, પ્રેમ ધરીને એણી પરે તુમે સંભળાવજો ॥ એ આંકણી ॥ જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે; નાણ દરિસણ જેહને ખાયક છે, સુણો૦ ॥ ૧ ॥ જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે; પુંડરિગિણી નગરીનો રાયા છે, સુણો૦ ॥ ૨ ॥ બાર પર્ષદા માંહિ વિરાજે છે, જશ ચોત્રીશ અતિશય છાજે છે, ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે, સુણો૦ ॥૩॥ ભવિજનને જે પડિબોહે છે, જસ અધિક શીતળ ગુણ સોહે છે; રૂપ દેખી ભવિજન મોહે છે, સુણો૦ ॥ ૪ ॥ તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂર વસિયો છું; મહા મોહરાય કર ફસિયો છું, સુણો૦ ॥ ૫ ॥ પણ સાહિબ ચિત્તમાં ધરિયો છે, તુમ આણાખડ્ગ કર ગ્રહિયો છે; તે કાંઇક મુજથી ડરિયો છે, સુણો૦ ॥ ૬ ॥ જિન ઉત્તમ પુંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો, તો વાધે મુજ મન અતિ નૂરો સુણો૦ ॥ ૭ ॥ ઇતિ ॥

( ૨ )

પુષ્ખલવઇ વિજયે જયો રે, નયરી પુંડરિગિણી સાર ॥ શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર જિણંદરાય ! ધરજો ધર્મસ્નેહ ॥ એ આંકણી ॥ ॥ ૧ ॥ મ્હોટા ન્હાના અંતરો રે, ગિરૂઆ નવિ દાખંત ॥ શશિદરિસણ સાયર વધે રે, કૈરવવન વિકસંત ॥ જિ૦ ॥ ૨ ॥ ઠામ કુઠામ ન લેખવે રે, જગ વરસંત જળધાર ॥ કર દોય કુસુમે વાસીએ રે, છાયા સવિ આધાર ॥ જિ૦ ॥ ૩ ॥

રાય અને રંક સરિખા ગણે રે, ઉદ્યોતે શશિ સૂર ॥ ગંગાજળ તે બિહુંતણારે, તાપ કરે સવિ દૂર ॥ ૪ ॥ જિ૦ ॥ સરિખા સહુને તારવારે, તિમ તુમે છો મહારાજ ॥ મુજશું અંતર કિમ કરો રે, બાંહ્ય ગ્રહ્યાની લાજ ॥ ૫ ॥ જિ૦ ॥ મુહ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ ॥ મુજરો માને સવિતણે રે, સાહિબ તેહ સુજાણ ॥ ૬ ॥ જિ૦ ॥ વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રૂકમિણી કંત ॥ વાચક જસ ઇમ વીનવે રે, ભય ભંજન ભગવંત ॥ ૭ ॥ જિ૦ ॥ ઇતિ ॥

---

## ॥ અથ શ્રી સિદ્ધાચળજીનાં સ્તવન ॥

(૧)

આંખલડીએ રે મેં આજ, શેત્રુંજો દીઠારે ॥ સવા લાખ ટકાનો દહાડારે, લાગે મને મીઠો રે ॥ એ આંકણી ॥ સફળ થયો મારા મનનો ઉમાહો, વાલા મારા ભવનો સંશય ભાંગ્યો રે ॥ નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે ॥ શેત્રુંજો૦ ॥ ૧ ॥ માનવભવનો લાહો લીજે ॥ વા૦ ॥ દેહડી પાવન કીજેરે ॥ સોના રૂપાનાં ફૂલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે ॥ શેત્રુંજો૦ ॥ ૨ ॥ દૂધડે પખાળીને કેસર ઘોળી ॥ વા૦ ॥ શ્રી આદીશ્વર પૂજ્યારે ॥ શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રૂજ્યારે ॥ શેત્રુંજા૦ ॥ ૩ ॥ શ્રીમુખ સુધર્મા સુરપતિ આગે ॥ વા૦ ॥ વીર જિણંદ ઇમ બોલેરે ॥ ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહિ કોઇ શેત્રુંજા તોલે રે ॥ શેત્રુંજો૦ ॥ ૪ ॥ ઇંદ્ર સરિખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચિત્તમાં ચાહેરે ॥ કાયાની તો કાસળ

ડાળે, સૂરજ કુંડમાં નાહીરે ॥ શેત્રુંજો૦ ॥ ૫ ॥ કાંકરે કાંકરે શ્રી સિધ્ધક્ષેત્રે ॥ વા ॥ સાધુ અનંતા સિદ્ધયારે ॥ તે માટે એ તીરથ મોટું, ઉધ્ધાર અનંતા કીધા રે ॥ શેત્રુંજો૦ ॥ ૬ ॥ નાભિરાયાસુત નયણે જોતાં ॥ વા૦ ॥ મેહ અમીરસ વૂઠયા રે ॥ ઉદયરત્ન કહે આજ મારે પોલે, શ્રી આદીશ્વર તૂઠયારે ॥ શેત્રુંજો૦ ॥ ૭ ॥ ઇતિ ॥

(૨)

॥ જશોદા માવડી ॥ એ દેશી ॥

યાત્રા નવાણું કરીએ, વિમલગિરિ ॥ યાત્રા નવાણું કરીએ ॥ એ આંકણી ॥ પુરવ નવાણું વાર શેત્રુંજાગિરિ, રિખભજિણંદ સમોસરીએ ॥ વી૦ ॥ ૧ ॥ કોડિ સહસ ભવ પાતક તૂટે, શેત્રુંજા સામું ડગ ભરીએ ॥ વિ૦ ॥ ૨ ॥ સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢીએ ગિરિવરીએ ॥ વિ૦ ॥ ૩ ॥ પુંડરીક પદ જપીએ હરખે, અધ્યવસાય શુભ ધરીએ ॥ વિ૦ ॥ ૪ ॥ પાપી અભવ્ય ન નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરીએ ॥ વિ૦ ॥ ૫ ॥ ભોંય સંથારો ને નારીતણો સંગ, દૂર થકી પરિહરીએ ॥ વિ૦ ॥ ૬ ॥ સચિત પરિહારી ને એકલઆહારી, ગુરૂ સાથે પદ ચલીએ ॥ વિ૦ ॥ ૭ ॥ પડિક્કમણાં દોય વિધિશું કરીએ, પાપપડલ વિખરીએ ॥ વિ૦ ॥ ૮ ॥ કલિકાલે એ તીરથ મોટું, પ્રવહણ જિમ ભર દરીએ ॥ વિ૦ ॥ ૯ ॥ ઉત્તમ એ ગિરિવર સેવંતાં, પદ્મ કહે ભવ તરીએ ॥ વિમલ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

---

# ॥ અથ સીમંધર જિન થોય ॥

(૧)

સીમંધર જિનવર, સુખકર સાહેબ દેવ ॥ અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ ॥ સકલાગમ પારગ, ગણધર ભાષિત વાણી ॥ જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણખાણી ॥ ૧ ॥ આ થોય ચાર વખત કહેવાય છે ॥ ઇતિ ॥

(૨)

શ્રી સીમંધર દેવ સુહંકર, મુનિ મન પંકજ હંસાજી ॥ કુંથુ અર જિન અંતર જન્મ્યા, તિહુઅણ જસ પરશંસાજી ॥ સુવ્રત નમિ અંતર વરી દીક્ષા, શિક્ષા જગત નિરાસજી ॥ ઉદય પેઢાલ જિનાંતરમાં પ્રભુ, જાશે શિવ વહુ પાસજી ॥ ૧ ॥ બત્રીશ ચઉસટ્ઠિ ચઉસટ્ઠિ મળિયા, ઇગ સય સટ્ઠિ ઉક્કિટ્ઠાજી ॥ ચઉ અડ અડ મળી મધ્યમ કાળે, વીશ જિનેશ્વર દીઠાજી ॥ દો ચઉ ચાર જઘન્ય દશ જંબુ, ધાયઈ પુખર મોઝારેજી ॥ પૂજો પ્રણમો આચારાંગે, પ્રવચનસાર ઉદ્ધારે જી ॥ ૨ ॥ સીમંધર વર કેવળ પામી, જિનપદ ખવણ નિમિત્તેજી ॥ અર્થ નિદેશન, વસ્તુ નિવેશન, દેતાં સુણત વિનિતેજી ॥ દ્વાદશ અંગ પુરવયુત રચિયાં, ગણધર લબ્ધિ વિકસિયાજી ॥ અપજ્જવસિય જિનાગમ વંદો, અક્ષય પદના રસિયાજી ॥ ૩ ॥ આણારંગી સમકિત સંગી, વિવિધ ભંગ વ્રતધારીજી ॥ ચઉવ્વિહ સંઘ તીરથ રખવાળી, સહુ ઉપદ્રવ હરનારીજી ॥ પંચાંગુલી સુર શાસન દેવી, દેતો તસ જસ ઋદ્ધિજી ॥ શ્રી શુભવીર કહે શિવ સાધન, કાર્ય સકળમાં સિદ્ધિજી ॥ ૪ ॥ ઇતિ ॥

# ॥ અથ શ્રી સિદ્ધાચળજીની થોય ॥

( ૧ )

પુંડરગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ ॥ વિમલાચલ ભેટી, લહીએ અવિચલ ઋદ્ધ ॥ પંચમી ગતિ પહોતા, મુનિવર કોડાકોડ ॥ એણે તીરથ આવી, કર્મ વિપાક વિછોડ ॥ ૧ ॥ ઇતિ ॥

( ૨ )

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર, ઠાકુર રામ અપાર ॥ મંત્રમાંહે નવકારજ જાણું ॥ તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું ॥ પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળમાંહે જેમ ઋષભનો વંશ, નાભિતણો એ અંશ ॥ ક્ષમાવંતમાં જેમ અરિહંત, તપશૂરા મુનિવર મહંત, શત્રુંજય ગિરિ ગુણવંત ॥૧॥ ઋષભ અજિત સંભવ અભિનંદા, સુમતિનાથ મુખ પુનમચંદા, પદ્મપ્રભ સુખકંદા ॥ શ્રી સુપાર્શ્વ ચંદ્રપ્રભ સુવિધિ, શીતલ શ્રેયાંસ સેવો બહુ બુદ્ધિ, વાસુપૂજ્ય મતિ શુદ્ધિ ॥ વિમલ અનંત ધર્મ જિન શાંતિ, કુંથુ અર મલ્લિ નમું એકાંતિ, મુનિસુવ્રત શુદ્ધ પંથી ॥ નમિ નેમ પાસ વીર જગદીશ, નેમ વિના એ જિન ત્રેવીશ, સિદ્ધગિરિ આવ્યા ઇશ ॥ ૨ ॥ ભરતરાય જિન સાથે બોલે, સ્વામી શત્રુંજય ગિરિ કુણ તોલે, જિનનું વચન અમોલે ॥ ઋષભ કહે સુણો ભરતજી રાય, છરી પાળંતા જે નર જાય, પાતક ભૂકો થાય ॥ પશુ પંખી જે ઇણ ગિરિ આવે, ભવ ત્રીજે તે સિદ્ધજ થાવે, અજરામર પદ પાવે ॥ જિનમતમેં શેત્રુંજો વખાણ્યો, તે મેં આગમ દિલમાંહે આણ્યો, સુણતાં સુખ ઉર આણ્યો ॥ ૩ ॥

—

સંઘપતિ ભરત નરેસર આવે, સોવનતણાં પ્રાસાદ કરાવે, મણિમય મુરતિ હાવે ॥ નાભિરાયા મરૂદેવી માતા, બ્રાહ્મી સુંદરી બહેન વિખ્યાતા, મૂર્ત્તિ નવાણું ભ્રાતા ॥ ગોમુખ ને ચક્કેસરી દેવી, શત્રૂંજય સાર કરે નિત્યમેવી, તપગચ્છ ઉપર હેવી ॥ શ્રી વિજયસેન સૂરીશ્વર રાયા, શ્રી વિજયદેવ સૂરિ પ્રણમી પાયા, ઋષભદાસ ગુણ ગાયા ॥ ૪ ॥

---

## ॥ અથ પંચમીની સ્તુતિ ॥

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

પંચાનંતકસુપ્રપંચપરમા—નંદપ્રદાનક્ષમં, પંચાનુત્તરસીમદિવ્યપદવી–વશ્યાય મંત્રોપમં ॥ યેન પ્રોજ્વલપંચમીવરતપો, વ્યાહારિ તત્કારણં, શ્રીપંચાનનલાંછનઃ સ તનુતાં શ્રીવર્દ્ધમાનઃ શ્રિયમ્ ॥૧॥ યે પંચાશ્રવરોધસાધનપરાઃ પંચપ્રમાદાહરાઃ, પંચાણુવ્રતપંચસુવ્રતવિધિ–પ્રજ્ઞાપના સાદરાઃ કૃત્વા પંચહૃષીકનિર્જયમથો પ્રાપ્તા ગતિં પંચમીમ્, તેઽમી સંયમપંચમીવ્રત ભૃતાં તીર્થંકરાઃ શંકરાઃ ॥૨॥ પંચાચારધુરીણપંચમગણા—ધીશેન સંસૂત્રિતં, પંચજ્ઞાનવિચારસારકલિતં પંચેષુપંચત્વદં ॥ દીપાભં ગુરૂપંચમારતિમિરે એકાદશીરોહિણી—પંચમ્યાદિફલપ્રકાશનપટું ધ્યાયામિ જૈનાગમમ ॥ ૩ ॥ પંચાનાં પરમેષ્ઠિનાં સ્થિરતયા શ્રીપંચમેરૂશ્રિયં, ભક્તાનાં ભવિનાં ગૃહેષુ બહુશો યઃ પંચદિવ્યં વ્યધાત્ ॥ પ્રહ્વે પંચ જગન્મનો મતિકૃતૌ સ્વારત્નપાંચાલિકા, પંચમ્યાદિતપોવતાં ભવતુ સા સિદ્ધાયિકા વાયિકા ॥ ૪ ॥ ઇતિ ॥

---

## ॥ અથ ક્રોધની સજ્ઝાય ॥

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે ॥ રીસતણો રસ જાણીએ, હલાહલ તોલે ॥ કડવાં૦ ॥ ૧ ॥ ક્રોધે ક્રોડ પૂરવતણું, સંજમ ફળ જાય ॥ ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય ॥ ॥ કડવાં૦ ॥ ૨ ॥ સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ ॥ શિષ્યના ક્રોધથકી થયો, ચંડકોશિયો નાગ ॥ કડવાં૦॥ ૩ ॥ આગ ઊઠે જે ઘરથકી, તે પહેલું ઘર બાળે ॥ જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે ॥ કડવાં૦ ॥ ૪ ॥ ક્રોધતણી ગતિ એહવી, કહે કેવલનાણી ॥ હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી ॥ કડવાં૦॥૫॥ ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી ॥ કાયા કરજો નિર્મળી, ઉપશમરસે નાહી ॥ કડવાં૦ ॥૬॥ ઇતિ ॥

---

## ॥ અથ માનની સજ્ઝાય ॥

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે રે ॥ વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે રે ॥ રે૦॥૧॥ સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહી મુક્તિ રે, મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહીએ જુક્તિ રે ॥ રે૦॥૨॥ વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારી રે ॥ માને ગુણ જાએ ગળી, પ્રાણી જો જો વિચારી રે ॥ રે૦॥ ૩ ॥ માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે ॥ દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે ॥ રે૦ ॥ ૪ ॥ સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે ॥ ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે ॥ રે૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ અથ માયાની સજઝાય ॥

સમકિતનું મૂળ જાણીએજી, સત્ય વચન સાક્ષાત્ ॥ સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વ રે ॥ પ્રાણી, મ કરીશ માયા લગાર ॥ ૧ ॥ એ આંકણી ॥ મુખ મીઠો જૂઠો મનેજી, કૂડ કપટનો રે કોટ ॥ જીભે તો જીજી કરે જી, ચિત્તમાં તાકે ચોટ રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ આપ ગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ ॥ મનશું રાખે આંતરો જી, એ માયાનો પાસરે ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ જેહશું બાંધે પ્રીતડી જી, તેહશું રહે પ્રતિકૂળ ॥ મેલ ન છંડે મનતણોજી, એ માયાનું મૂળરે ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો રે ભેદ ॥ મલ્લિ જિનેશ્વર જાણજો જી, તો પામ્યા સ્ત્રીવેદ રે ॥ પ્રાણી૦ ॥ ૫ ॥ ઉદયરત્ન કહે સાંભળો જી, મેલો માયાની બુદ્ધ ॥ મુક્તિપુરી જાવાતણો જી, એ મારગ છે શુદ્ધ રે ॥ પ્રાણી૦ ॥ ૬ ॥ ઇતિ ॥

---

## ॥ અથ લોભની સજઝાય ॥

તુમે લક્ષણ જોજો લોભનાં રે, લોભે મુનિજન પામે ક્ષોભના રે ॥ લોભે ડાહ્યા મન ડોળ્યાં કરે રે, લોભે દુર્ધર પંથે સંચરે રે ॥ તુમે૦ ॥ ૧ ॥ તજે લોભ તેહનાં લેઉં ભામણાંરે, વળી પાયે નમીને કરૂં ખામણાં રે ॥ લોભે મરજાદ ન રહે કેહની રે, તુમે સંગત મેલો તેહના રે ॥ તુમે૦ ॥ ૨ ॥ લોભે ઘર મેલી રણમાં મરેરે, લોભે ઊંચ તે નીચું આદરે રે ॥ લોભે પાપ ભણી પગલાં ભરે રે, લોભે અકારજ કરતાં ન ઓસરેરે ॥ તુમે૦ ॥ ૩ ॥ લોભે

મનકું ન કરે નિર્મળું રે, લોભે મગમણ નાગે છે નેગણુ રે ॥ લોભે ન કરે પ્રીતી તે પાધરૂં રે, લોભે ધન મેળે બહુ એકઠું રે ॥ તુમે૦ ॥ ૪ લોભે પુત્ર મરણે પિતા દહે રે, લોભે હત્યા પાતક નવિ ગણેરે ॥ તે તો દામનાંનુ લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરી રે ॥ તુમે૦ ॥ ૫ ॥ જોતાં લોભનો થાભ દીસે નહીં રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે ॥ લોભે ચક્રી સુભૂમ નામે જુવો રે, તે તો સમુદ્રમાંહે ડુબી મુવો રે ॥ તુમે૦ ॥ ૬ ॥ એમ જાણીને લોભને છંડજે રે, એક ધર્મશું મમતા મંડજે રે ॥ કવિ ઉદયરત્ન ભાખે મુદા રે, વંદું લોભ તજે તેહને સદારે ॥ તુમે૦ ॥ ૭ ॥

---

## ॥ અથ સહજાનંદીની સજઝાય ॥

### ॥ બીજી અશરણ ભાવના ॥ એ દેશી ॥

સહજાનંદી રે આતમા, સુતો કાંઇ નિશ્ચિંત રે ॥ મોહતણા રણીઆ ભમે, જાગ જાગ મતિવંત રે ॥ લૂંટે જગતના જંત રે, નાંખી વાંક અત્યંત રે, નરકાવાસ ઠવંતરે, કોઇ વિરલા ઊગરંત રે ॥ સ૦ ॥ ૧ ॥ રાગ દ્વેષ પરિણુતિ ભજી, માયા કપટ કરાય રે ॥ કાશ કુસુમ પરે.જીવડો, ફોગટ જનમ ગમાય રે ॥ માથે ભય જમરાય રે, શ્યો મન ગર્વ ધરાયરે, સહુ એક મારગ જાય રે, કોણ જગ અમર કહાયરે ॥ સ૦ ॥ ૨ ॥ રાવણ સરિખા રે રાજવી, નાગા ચાલ્યા વિણ ધાગરે ॥ દશ માથાં રણ રડવડ્યાં, ચાંચ દીએ શિર કાગ રે ॥ દેવ ગયા સવિ ભાગ રે, ન રહ્યો માનનો છાગરે, હરી હાથે હણ્યો નાગ રે, જો જો ભાઈઓના રાગ રે ॥ સ૦ ॥ ૩ ॥ કેઇ ચાલ્યા કેઇ ચાલશે, કેતા ચાલણહાર રે ॥ મારગ વહેતો

ચારિત્રનાં ઉપકરણો પાત્ર, કંબળ, રજોહરણ, મુહપત્તિ આદિ જાણવાં. વળી સદ્‌ભાવ સ્થાપના [ ગુરૂની મૂર્તિ તથા પ્રાતમાદિકની ] તથા અસદ્‌ભાવ સ્થાપના [ આકાર રહિત અક્ષાદિકની ] એમ બે ભેદે સ્થાપના જાણવી. વળી ઇત્વરિક (થોડો કાળ રહે તે પુસ્તક તથા નવકારવાળીની ) અને યાવત્કથિક ( ઘણા કાળ પર્યંત રહે તે પ્રતિમા તથા અક્ષાદિકની ) એમ પણ બે ભેદે સ્થાપના જાણવી.

(૩) મુહપત્તિના (૫૦) બોલ—પ્રથમ મુહપત્તિ ઉખેળી, તેને બે પાસે જોતાં "સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું ( શ્રદ્ધાપૂર્વક હૃદયમાં ધારણ કરૂં ) " એમ ચિંતવવું. ઊર્ધ્વ પપ્ફોડા કરતાં ડાબે હાથે.મુહપત્તિ ખંખેરતાં "સમ્યકત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરૂં ( ત્યાગ કરૂં )" અને જમણે હાથે ખંખેરતાં " કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરૂં" એમ ચિંતવવું. પછી જમણા હાથની અંગુલીના આંતરા વચ્ચે મુહપત્તિ ભરાવી, ડાબા હાથનું સવળું તલ અણસ્પર્શતા અંદર લેતાં " સુદેવ, સુગુરૂ, સુધર્મ આદરૂં " અને તેજ તળને હસ્તની તરફ મુહપત્તિવડે યત્નપૂર્વક ઘસી કાઢતાં " કુદેવ, કુગુરૂ, કુધર્મ પરિહરૂં" એમ ચિંતવવું. બીજી વખત એજ મુજબ " જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરૂં " અને જ્ઞાન વિરાધના, દર્શન વિરાધના, ચારિત્ર વિરાધના પરિહરૂં " એમ ચિંતવવું. તેજ પ્રકારે ત્રીજી વખત "મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરૂં " અને " મનદંડ, વચનદંડ, કાયદંડ પરિહરૂં " એમ ચિંતવવું. પછી ડાબો હાથ ઉંધો પ્રમાર્જતાં " હાસ્ય, રતિ, અરતિ પરિહરૂં " એમ ચિંતવવું. પછી જમણા હાથ પ્રમાણે ડાબા હાથમા મુહપત્તિ પકડી તે વડે જમણો હાથ ઉંધો પ્રમાર્જતાં " ભય, શોક, દુગંછા, પરિહરૂં " એમ ચિંતવવું. મસ્તકની પ્રમાર્જના કરતાં " કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરિહરૂં, " મુખની ત્રણ પ્રતિલેખના કરતાં " રસગા-

રવ, ઋદ્ધિગારવ, સાતાગારવ પરિહરૂં" અને હૃદયની ત્રણ પ્રતિલેખના કરતાં "માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરૂં", એમ ચિંતવવું. ડાબા ખભા અને જમણા ખભાની ઉપર નીચે બે પાખે પ્રતિલેખના કરતાં એક તરફ "ક્રોધ, માન પરિહરૂં" અને બીજી તરફ "માયા, લોભ પરિહરૂં" એમ ચિંતવવું. પછી મુહપત્તિ નાભિથી નીચે ન લઈ જવાય તેથી ચરવળાવડે પ્રતિલેખના કરવી. તેમાં ડાબે ઢીંચણે પ્રતિલેખતાં "પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાયની જયણા કરૂં" અને જમણા ઢીંચણે પ્રતિલેખતાં "વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાયની રક્ષા કરૂં" એમ ચિંતવવું. એ પ્રકારે સાધુ તથા શ્રાવકે મુહપત્તિ પડિલેહતાં ૫૦ બોલ કહેવા અને લેશ્યા ૩, શલ્ય ૩, કષાય ૪, એ દશ સિવાય ૪૦ બોલ સાધ્વી તથા શ્રાવિકાઓએ કહેવા.

(૪) સત્તર પ્રમાર્જના—ખમાસમણ તથા વાંદણાં દેતાં સત્તર સ્થાનકે પ્રમાર્જવાની જરૂર છે, તે આ પ્રમાણે-જમણા પગનો કેડથી નીચેનો પગ પર્યંત પાછલો સર્વ ભાગ, પાછળનો કેડ નીચેનો મધ્ય ભાગ, ડાબા પગનો કેડ નીચેનો પાછલા પગ પર્યંત સર્વ ભાગ, એ ત્રણને ચરવલાથી પ્રમાર્જવા. તેવીજ રીતે જમણો પગ, મધ્ય ભાગ અને ડાબો પગ આ ત્રણના આગલા ભાગો પણ પગ પર્યંત પ્રમાર્જવા, એમ છ. નીચે બેસતી વખતે ત્રણ વાર ભૂમિ પુંજવી એમ નવ. પછી જમણા હાથમાં મુહપત્તિ લઇ તે વડે લલાટની જમણી બાજુથી પ્રમાર્જતાં જતાં આખું લલાટ, આખો ડાબો હાથ અને નીચે કોણી પર્યંત, તે પછી તેવીજ રીતે ડાબા હાથમાં મુહપત્તિ લઇને ડાબી બાજુથી પુંજતાં આખું લલાટ, આખો જમણો હાથ અને નીચે કોણી પર્યંત, ત્યાંથી ચરવળાની દાંડીને મુહપત્તિ વડે પુંજવી એમ ૧૬. પછી ત્રણ વાર ચરવળાના ગુચ્છા ઉપર એમ ૧૯ અને ઉઠતી વખતે ત્રણ વાર અવગ્રહ બહાર નિકળતાં કટાસણા ઉપર પુંજવું, એમ સત્તર. આ પ્રમાર્જના વાંદણા દેતી વખતે અવશ્ય કરવી.

સના બાર વાગ્યાથી રાત્રિના બાર વાગ્યા સુધી થાય તેમજ (રાઇ) રાત્રિક પ્રતિક્રમણ રાત્રિના બારથી દિવસનાં બાર વાગ્યા સુધી થાય, પણ કાળે ખેતી કરે તે સફળ થાય એમ જાણી કાળનોજ ખપ કરવો.

## ( ૯ ) પ્રતિક્રમણના આઠ પર્યાય.

( ૧ ) પ્રતિક્રમણ—પાપથી ઉલટું ગમન કરવું–પાછું ઓસરવું.
( ૨ ) પ્રતિચરણા—શુભ યોગપ્રતિ વારંવાર ગમન કરવું.
( ૩ ) પ્રતિહરણા—સર્વ પ્રકારે અશુભ યોગને વર્જવા.
( ૪ ) વારણા—અકાર્યને વારવું.
( ૫ ) નિવૃત્તિ—સાવદ્ય કાર્યથી નિવર્ત્તવું.
( ૬ ) નિંદા—આત્મસાક્ષીએ પાપને નિંદવું.
( ૭ ) ગર્હા—ગુરૂસાક્ષીએ પાપને નિંદવું.
( ૮ ) શુદ્ધિ—આત્માને નિર્મળ કરવો.

એ આઠે પર્યાયનો પરમાર્થ એક બીજા સાથે સંબદ્ધ એટલે બંધબેસતો છે મતલબ અર્થ એકજ પણ શબ્દ જૂદા છે. તે દરેક પર્યાય ઉપર બહુજ અસરકારક દષ્ટાંતો પ્રતિક્રમણ ગર્ભ હેતુ નામના ગ્રંથમાં આપેલાં છે અને તે દરેકનો બતાવેલો ઉપનય તત્ત્વજિજ્ઞાસુને બહુજ ઉપયોગી થઈ શકે એવો આલેખવામાં આવ્યો છે. તેથી તે વાંચવાની ખાસ ભળામણ કરવામાં આવે છે.

(૧૦) કયા આવશ્યકથી કયા આચારની શુદ્ધિ થાય, તે કહે છે.

"સામાયિક, પ્રતિક્રમણ ને કાયોત્સર્ગ" એ ત્રણ આવશ્યકથી "ચારિત્રાચાર"ની વિશુદ્ધિ થાય છે. " ચતુર્વિંશતિસ્તવ ( ચઉવિસત્થો–લોગસ્સ ) " આવશ્યકથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે. 'વંદન' આવશ્યકથી જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચારની શુદ્ધિ થાય છે. " પ્રત્યાખ્યાન " આવશ્યકથી 'તપાચાર" ની વિશુદ્ધિ થાય છે અને એ છ આવશ્યકમાં વીર્ય ફોરવવાથી "વીર્યાચાર ની વિશુદ્ધિ થાય છે.

(૧૧) પ્રતિક્રમણને વિષે ક્રિયા, કર્ત્તા ને કર્મનું વર્ણન-

કર્ત્તા-પ્રતિક્રમણ કરનાર.

ક્રિયા-પાપશુદ્ધિને અનુકૂળ મન, વચન અને કાયાને પ્રવર્તાવવાં તે.

કર્મ-મિથ્યાત્વ, કષાયાદિક અથવા પાપ રજરૂપ.

(૧૨) રાઈ પ્રતિક્રમણ મંદ સ્વરે કરવું-કારણ કે ઉચ્ચ સ્વરે બોલવાથી ગિરોળી આદિ હિંસક જીવો હિંસા કરવા માંડે છે, મિથ્યાત્વી તથા હિંસક આદિ પાડોશી હોય તો કોઇ માછલાંની જાળ લઇને નદીએ જાય, કોઇ દળવા માંડે, કોઇ ખાંડવા, ભરડવા તથા લીંપવા માંડે, કોઈ ચૂલો સળગાવે, ઈત્યાદિ ઘણા અનર્થ થાય છે માટે મંદ સ્વરે કરવાનો ઉપયોગ રાખવો.

(૧૩) પ્રતિક્રમણ એક જણ ભણાવે અને બીજા પ્રતિક્રમણનાં સૂત્રો લક્ષ રાખી સાંભળે અથવા મનમાં ભણે જેથી અર્થની ચિંતના બરાબર થાય અને ઉપયોગ એકાગ્ર રહે.

(૧૪) કાયોત્સર્ગ કરતી વખતે દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગ ઉપર સ્થાપવી. તેમ ન બની શકે તો સ્થાપનાચાર્ય ઉપર સ્થાપવી.

(૧૫) પ્રતિક્રમણ કરતી વખતે દૃષ્ટિ સ્થાપના પર સ્થાપવી. દૃષ્ટિ બીજે ફેરવતાં યા શૂન્ય ચિત્તે પ્રતિક્રમણ કરતાં અવિધિદોષ લાગે છે અને ક્રિયા નિષ્ફળપ્રાય થાય છે, માટે ઉપયોગ રાખવો.

(૧૬) પ્રતિક્રમણ સંબંધી સકળ ક્રિયા પ્રમાદરહિત થઇને કરવાની છે માટે તેમાં જરૂર સિવાય કટાસણા ઉપર બેસી જવું નહિ. બનતાં સુધી કાઉસ્સગ્ગ વંદનાદિક સર્વ આવશ્યક યતનાપૂર્વક ઉભા ઉભા સાચવવા. શરીરે બેચેની હોય તો તેની વાત જૂદી છે. પ્રતિક્રમણ ઠાવ્યા પછી છ આવશ્યક સુધી ઉભા ઉભા ક્રિયા કરવાની હોય છે માટે કટાસણું કાઢી નાંખવું. ફક્ત વંદિત્તુ તથા છ આવશ્યક પહેલાંની અને પછીની ક્રિયાઓ કટાસણા પર રહીને કરવી.

(૧૭) ગુરૂથી શિષ્ય અને શ્રાવક ૩ા હાથ દૂર રહી ક્રિયા કરે

તે ગુરૂના બહુમાનાર્થે સમજવું અને સાધ્વી કે શ્રાવિકા તેર હાથ દૂર રહે તે મોહપ્રસંગ દૂર રાખવા અર્થે જાણવું. તેજ પ્રમાણે સાધ્વીથી અન્ય સાધ્વી શ્રાવિકાઓ માટે બહુમાનાર્થે ૩ા હાથનું અને સાધ્વીથી સાધુ શ્રાવકને મોહપ્રસંગ નિવારવાર્થે તેર હાથ દૂર રહેવાનું સમજવું. આ ઉત્કૃષ્ટ અવગ્રહ જાણવો.

(૧૮) મુહપત્તિ—એક વેંત અને ચાર અંગુલ લાંબી પહોળી તેમજ ચરવળો બત્રીશ અંગુળ લાંબો–૨૪ અંગુલ દાંડી લાંબી તથા આઠ અંગુલ દશીનો ગુચ્છો લાંબો હોવો જોઇએ.

(૧૯) પ્રતિક્રમણ કેમ કરવું ?–કોઈ પણ સાધુ અથવા સાધ્વી અને શ્રાવક અથવા શ્રાવિકાએ તદ્રૂપ ચિત્તવાળા થઇને, તન્મય થઇને, તદ્રૂપ તીવ્ર અધ્યવસાયવંત થઇને, તદર્થે ઉપયુક્ત થઇને, તેનેજ પ્રિય માનીને, તદ્ભાવના ભાવિત થઇને, અન્યત્ર કોઈ પણ સ્થાનકે મનને નહિ ફેરવતાં સતાં એક મનવાળા થઇને, વિમનપણા રહિત થઇને અને જિનવચન તથા ધર્મમાર્ગને વિષે રક્ત મનવાળા થઇને ઉભય કાળ આવશ્યક કરવું. આ પ્રમાણે આવશ્યક કરતો સતો ભવ્ય પ્રાણી સંસારસમુદ્રના પાર પ્રત્યે પામે, એ નિઃસંદેહ જાણવું.

---

# સૂત્રો અશુદ્ધ બોલવાથી થતા અનર્થનાં દૃષ્ટાંતો.

આવશ્યકાદિક સૂત્રો સ્પષ્ટ અન્યૂનાધિક બોલવાને બદલે ન્યૂનાધિક બોલતાં, થતા અનર્થનું ભાન કરાવવા માટે થોડાંક શાસ્ત્રપ્રસિદ્ધ દૃષ્ટાંતો આ નીચે આપીએ છીએ.

લેખક—સદ્‌ગુણાનુરાગી મહારાજ શ્રી કર્પૂરવિજયજી.

( વિશેષાવશ્યક પૃ ૮૦૯–૧૨. )

૧ પાટલીપુત્ર નગરમાં મોર્યવંશનો અશોકશ્રી નામે ભૂપાળ હતો. તેને એક રાણી થકી કુણાલ ન.મનો પુત્ર થયો. તેના

ભોગવટા માટે રાજાએ ઉજ્જયિની નગરી આપી. જ્યારે તે કંઈક અધિક આઠેક વર્ષનો થયો ત્યારે લેખવાહકે (દૂતે) આવી અશોકશ્રી રાજાને નિવેદન કર્યું કે આપનો પુત્ર હવે આઠેક વર્ષનો થયો છે. એ વાત સાંભળીને અંતેઉરમાં બેઠેલા રાજાએ સ્વહસ્તથી પુત્ર પ્રત્યે એક લેખ લખી જણાવ્યું કે 'इदानीमधीयतां कुमारः' એટલે હવે યોગ્ય ઉમ્મર થવાથી કુમારે અભ્યાસ કરવો. તે લેખને બીડ્યા વગર શરીરચિંતા ટાળવા માટે રાજા ગયો ત્યારે એક રાણીએ તે લેખ લઈને વાંચી લીધો અને મનમાં ચિંતવ્યું કે મારે પણ પુત્ર છે પરંતુ તે હજુ કેવળ ન્હાનો છે ત્યારે કુણાલ મ્હોટો છે. જો કુણાલ રાજ્ય યોગ્ય થઇ જશે તો મારા પુત્રને રાજ્યપ્રાપ્તિ થઇ શકશે નહિ. તેથી એમ કરૂં કે જેથી કુણાલ રાજ્યને અયોગ્ય થાય. વળી આ વખત પણ અનુકૂળ આવ્યો છે. એમ વિચારી હાથમાં રહેલી અંજનની સળીને થૂંકવડે ભીની કરી અકારની ઉપર બિંદુ કરી દીધું એટલે 'अंधीयतां कुमारः' એમ થયું. એવી રીતે કરીને લેખ રાણીએ જ્યાં હતો ત્યાં રાખી દીધો. રાજાએ પણ એ લેખ ફરીને વાંચ્યા વગરજ બીડી દીધો એટલે એ લેખ કુમાર પાસે આવ્યો. કોઇ એક અધિકારીએ તે લેખ વાંચી જોયો. અપ્રગટ અને વિરૂદ્ધ જાણીને તે કુમારને વંચાવ્યો નહીં. બાદ કુમારના અતિ આગ્રહથી તે લેખ વંચાવવામાં આવ્યો. તે લેખમાંની હકીકતથી બરાબર વાકેફ થઇ કુમારે કહ્યું કે 'મૌર્યવંશના રાજાઓની આજ્ઞા ક્યાંય કોઇ પણ ખંડન કરતા નથી તો હું જાતેજ પિતાશ્રીની આજ્ઞા કેમ ખંડિત કરૂં? એમ બનેજ નહિં.' એમ કહીને તરતજ અગ્નિતપ્ત લોહશલાકા (લોઢાની સળી) લઈને દાહારંભ કરતા સહુ જ-

નોએ વાર્યા છતાં તેણે પોતાની બન્ને ચક્ષુઓને ડાંભી દીધી અને પોતે અંધ થયો. એ બધી હકીકત સાંભળીને રાજા બહુ ખેદ પામ્યો. પછી તો ઉજ્જયિની નગરીને બદલે તેને અન્ય ગામનો માત્ર ગરાસ આપવામાં આવ્યો. હવે તે ગામમાં રહી કુણાલ સરસ ગીતકળા શિખ્યો. અન્યદા તેને એક પુત્ર થયો. તે પુત્રને રાજ્ય મેળવી આપવા માટે કુણાલ પોતે પાટલીપુત્રમાં આવ્યો. ગીતકળાવડે તેણે સહુ કોઈને વશ કરી લીધા. તેની ભારે પ્રસિદ્ધિ થઈ. પછી તેને રાજા પાસે લઇ જવામાં આવ્યો. ત્યાં તેણે યવનિકાના આંતરે ( પડદા પાછળ ) રહી એવું તો સરસ ગાયન કર્યું કે તેથી રાજાએ અત્યંત પ્રસન્ન થઈ તેને કહ્યું કે 'ભાઈ! તારી ઇચ્છા હોય તે માગી લે, તને આપું.' ત્યારે અવસર પામીને તેણે સ્વવૃત્તાંત જણાવી રાજ્યની માગણી કરી. ત્યારે રાજાએ કહ્યું તું અંધ હોવાથી રાજ્યને શું કરીશ ? " ત્યારે કુણાલે કહ્યું કે ' રાજન્! મારે રાજ્યલાયક પુત્ર પ્રાપ્ત થયો છે.' રાજાએ પૂછ્યું 'ક્યારે ?' ત્યારે તેણે જણાવ્યું કે 'સંપ્રતિ' એટલે હમણાં. તેથી તે પુત્રનું નામ સંપ્રતિ' જ રાખવામાં આવ્યું અને રાજ્ય તેનેજ આપવામાં આવ્યું. એ સર્વ પ્રસંગવશાત્ કહ્યું પરંતુ જેમ અકારની ઉપર એક બિંદુ માત્ર અધિક કરી દેવાથી કુમારનાં નેત્ર ગયાં તેમ પ્રસ્તુત આવશ્યક સૂત્રમાં પણ બિંદુ અક્ષર માત્રાદિક અધિક કરવાથી મૂળગો અર્થ ફરી જાય અને તેથી ઉલટો અનર્થ પેદા થાય, એમ સુજ્ઞ જનોએ સમજી લેવું. ઉક્ત વાતના સમર્થનમાં એક બીજું પણ લૌકિક ઉદાહરણ છે.

૨. કોઇ અટવીમાં એક સરોવર હતું. તેને લોકો 'કામિક તીર્થ' કહે છે. તે સરોવરના તીરે એક વંજુલ નામે વૃક્ષ હતું. તેની શાખા ઉપર ચઢી કોઈ તિર્યંચ એ સરોવરના જળમાં

પડે તો તે તીર્થના મહિમાથી માનવ થઇ જાય અને જો મનુષ્ય પડે તો તે દેવ રૂપ થઇ જાય. પરંતુ જો અધિક લોભથી તેમાં કોઇ બીજી વાર પડે તો તે પોતાના મૂળગા રૂપને પાછું પામે એમ હતું. એકદા એક વાનર—વાનરીના જોતાં જોતાં એક મનુષ્ય અને મનુષ્યણી તે વૃક્ષની શાખા ઉપર ચઢયાં. ત્યાંથી તે સરોવરના જળમાં પડયાં અને દેદીપ્યમાન કાંતિવાળાં દેવદેવી થયાં. તે જોઇ તે વાનર—વાનરી પણ તેવીજ રીતે તે જળમાં પડયાં તે શ્રેષ્ઠ રૂપવાળાં નર—નારી થયાં. પછી પેલા વાનરે કહ્યું કે 'આપણે ફરી પડીને દેવરૂપ થઇએ.' તે વખતે સ્ત્રીએ તેને બહુ સમજાવ્યો છતાં તે તો પડયોજ અને પોતાના મૂળ રૂપે વાનર થયો. હવે ત્યાં આવી ચડેલા કોઇક રાજાએ તે શ્રેષ્ઠ રૂપવાળી નારીને પોતાની સાથે લઇ લીધી. તે તેની માનિતી રાણી થઇ. પેલા વાનરને કોઇ મદારી લોકોએ પકડી લીધો અને તેને નાચતાં શિખવ્યું. પછી તેને અંતેઉર સહિત બેઠેલા રાજા પાસે લઇ જવામાં આવ્યો. તે વાનરે રાણીને ઓળખી લીધી તેમજ રાણીએ પણ વાનરને ઓળખ્યો. વારંવાર વાર્યા છતાં પણ તે વાનર રાણીની સન્મુખ તેને લેવા જાય છે, ત્યારે રાણીએ તેને કહ્યું કે 'હે વાનર! જેવો અવસર તેવું ચાલવું જોઇએ. તારી ભૂલ તનેજ નડી છે, તે તું યાદ કર ! જેમ અધિક લોભનો વિચાર વાનરને અનર્થને માટે થયો તેમ અક્ષર માત્રાદિક અધિક ઉમેરીને બોલવાથી સૂત્ર પણ નુકશાન માટે થાય, એમ બુદ્ધિમાન્ જનોએ જાતે વિચારી ન્યૂનાધિક ન થાય તેમ શુદ્ધ સૂત્રોચ્ચાર કરવો.

હવે અક્ષર માત્રાદિક ન્યૂન સૂત્રપાઠ બોલતાં હાનિ થાય તે બતાવવા માટે ઉદાહરણ આપે છે:—

૩. રાજગૃહ નગરમાં **ભગવાન્ મહાવીર** સમવસર્યા. તેમની
પાસે ધર્મદેશના સાંભળી સભા વિસર્જન થયા બાદ સ્વગૃહ-
પ્રતિ જતાં શ્રેણિક રાજાએ પાંખ વગરના થઇ પડેલા પંખીની પેરે
આકાશમાં ઉંચા ચઢતા અને નીચા પડતા એક વિદ્યાધરને દૂરથી
જોયો. તેનું કારણ જાણવાની ઈચ્છાથી રાજા ત્યાંથી પાછા ફરી
સમવસરણમાં આવી પ્રભુને તે વ્યતિકર પૂછવા લાગ્યા. ત્યારે પ્રભુ
એ કહ્યું કે, એ વિદ્યાધર આકાશગામિની વિદ્યાનો એક અક્ષર
ભૂલી ગયો છે તેથી તે વિદ્યા તેને બરાબર સ્ફુરતી નથી અને
એથીજ એ ચઢે, પડે છે.' એ વાત અભયકુમારે સાંભળી અને
તે વિદ્યાધર પાસે આવી કહેવા લાગ્યો કે 'તમે એક અક્ષર ભૂલી
ગયા છો. જો તમે મને એ વિદ્યા આપવી કબુલ કરો તો હું
તમને એ અક્ષર બતાવું.' વિદ્યાધરે તેમ કરવા કબુલાત આપી,
એટલે અભયકુમારે **પદાનુસારિણી** લબ્ધિવડે તે અક્ષર તેને કહી
બતાવ્યો. પછી વિદ્યાધરે તેને વિદ્યા આપી અને પોતે ક્ષેમ
કુશળ ઇષ્ટ સ્થાને જઇ પહોંચ્યો. ઉપર જણાવવામાં આવ્યું તેવી
રીતે જેમ અક્ષરમાત્રાહીન વિદ્યા સ્ફુરતી નથી અને અનર્થ
રૂપે થાય છે, તેમ સૂત્ર પણ જો ન્યૂનાક્ષર ભણવા ભણાવવામાં
આવે તો તે આશ્રયી પણ તેવુંજ પરિણામ જાણવું.

હવે હીન તેમજ અધિક અક્ષર ઉભય પ્રકારની ભૂલ આશ્રયી
ઉદાહરણ આપે છે તે સહુએ લક્ષમાં રાખવાં.

૪-૫. **રોગી** માણસને તેના પિતા માતા કે વૈદ્ય પ્રમુખ
જો તેની દયા ચિંતવીને તીખાં, કડવાં, કષાયલાં ઔષધ ઓછાં
પ્રમાણમાં આપે તો તે જલદી સાજો થઇ શકે નહિ અને જો
સ્વેચ્છાથી તેને અધિક પ્રમાણમાં આપવા માંડે તો મરી જાય

એટલે જેમ રોગી માણસને અન્યૂનાધિક ઔષધ અને આહારવડેજ ફાયદો થઇ શકે છે અને બાળકને પણ અન્યૂનાધિક આહારવડે જ સુખશાન્તિ રહે છે, તેમ સૂત્ર આશ્રયી પણ સમજવું. તેમાં હીનાધિક અક્ષર માત્રાદિક કરતાં તેવીજ રીતે દોષ સમજી લેવા. તે કયા કયા દોષ છે, તે શાસ્ત્રકાર પોતેજ સમજાવે છે. " અક્ષર માત્રાદિક હીનાધિક કરતાં સૂત્રનો ભેદ થાય છે, સૂત્રના ભેદથી અર્થનો ભેદ ( ફેરફાર ) થાય છે ( અર્થમાં વિરોધ આવે છે), અર્થના ભેદથી ક્રિયા રૂપ ચારિત્રનો ભેદ-વિપર્યય થાય છે, ચારિત્રનો ભેદ થવાથી મોક્ષનો અભાવ ( ગેરલાભ ) થાય છે અને મોક્ષનો અભાવ થવાથી દીક્ષાનું નિષ્ફળપણું થાય છે." એ સર્વ આગમથી દ્રવ્યાવશ્યકના પ્રસંગે કહ્યું, તે લક્ષમાં લઇ ભવ્ય જનોએ આગમથી શુદ્ધ સૂત્રપાઠ કંઠે કરવા અધિક પ્રયત્ન સેવવો ઉચિત છે.

---

## પ્રકીર્ણ વિષયો.

૧ કાઉસ્સગ્ગનું પ્રમાણ સામાન્ય રીતે ૨૫ શ્વાસોચ્છવાસનું છે અને લોગસ્સનાં ૨૫ પદે તેટલા શ્વાસોચ્છવાસ પૂરા થાય માટે ' ચંદેસુ નિમ્મલયરા ' સુધી ગણીને કાઉસ્સગ્ગ કરાય.

૨ અણુચાળ્યો લોટ શ્રાવણ ભાદરવા માસમાં પાંચ દિવસ, આસોમાં ચાર દિવસ, કારતક, માગશર અને પોસ માસમાં ત્રણ દિવસ, માહ ફાગણ માસમાં પાંચ પહોર, ચૈત્ર વૈશાખે ચાર પહોર અને જેઠ તથા અસાડે ત્રણ પહોર મિશ્ર રહે. પછી અચિત્ત થાય.

૩ પ્રતિક્રમણ એટલે શુભ યોગથકી અશુભ યોગને વિષે ગમન કરનારને ફરી પાછું શુભ યોગમાંજ ક્રમણ કરવું તેનું નામ

પ્રતિક્રમણ. મોક્ષ ફળ આપનારા એવા શુભ યોગને વિષે નિઃશલ્ય થવું તેજ પ્રતિક્રમણ છે. શ્રાવકને દિવસે તથા રાત્રિએ લાગેલાં પાપ આલોવવાને તથા સર્વ અતિચારની શુદ્ધિને માટે અવશ્ય છ બાબતો કરવાની છે. તે ષડાવશ્યકરૂપ પ્રતિક્રમણ કહેવાય તે છ આવશ્યકનાં નામ તથા અર્થ નીચે પ્રમાણે.

૧ સામાયિક—સમ એટલે સમતા, તેનો આય કહેતાં લાભ તે છે જેને વિષે તે સામાયિક.

૨ ચઉવ્વિસત્થો—એટલે ચતુર્વિંશતિસ્તવ–ચોવીશ તીર્થંકરના ગુણનું કીર્ત્તન.

૩ વાંદણાં—ધર્માચાર્યને પચીશ આવશ્યકે વિશુદ્ધ તથા બત્રીશ દોષ રહિત વંદન કરવું.

૪ પ્રતિક્રમણ—તેનો અર્થ ઉપર જણાવ્યો છે.

૫ કાઉસ્સગ્ગ—કાયાનો અશુભ વ્યાપાર બંધ કરી એકાગ્ર ચિત્તે ધ્યાન ધરવું.

૬ પચ્ચક્ખાણ—એટલે અવિરતિપણાના સ્વરૂપ પ્રત્યે પ્રતિકૂળપણે કરી આગાર–મર્યાદાકરણ સ્વરૂપે કથન કરવું તે પ્રત્યાખ્યાન.

૪ ક્યાંથી ક્યાં સુધી કયું આવશ્યક કહેવાય છે ?

૧ સામાયિક—ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ દેવસિઅ પડિક્કમણે ઠાઉં, એ સૂત્રથી પ્રતિક્રમણની ક્રિયા શરૂ થાય છે.ત્યાંથી કરેમિ ભંતેથી પંચાચારની આઠ ગાથાના કાઉસ્સગ્ગ સુધી પહેલું સામાયિક આવશ્યક કહેવાય છે.

૨ ચઉવ્વિસત્થો—પંચાચારની ગાથાના કાઉસ્સગ્ગ પછી જે લોગસ્સ કહેવામાં આવે છે તે બીજું આવશ્યક.

૩ વાંદણાં—લોગસ્સ કહ્યા પછી મુહપત્તિ પડિલેહી બે વાંદણાં દેવામાં આવે છે તે ત્રીજું વંદન આવશ્યક.

૪ પડિક્કમણું—વાંદણાં દીધા પછી ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ દેવસિઅં આલોઉં,ત્યાંથી આયરિઅ ઉવજ્ઝાએ સુધી પ્રતિક્રમણ નામા ચોથું આવશ્યક છે. પકિખ, ચઉમાસિ અને સંવચ્છરી પ્રતિક્રમણ આ ચોથા આવશ્યકમાં અંતર્ભૂત થાય છે.

૫ કાઉસ્સગ્ગ—આયરિઅ ઉવજ્ઝાએ પછી બે લોગસ્સ, એક લોગસ્સ અને એક લોગસ્સનો જે કાઉસ્સગ્ગ કરવામાં આવે છે તે પાંચમું કાઉસ્સગ્ગ આવશ્યક.

૬ પચ્ચકખાણ—આ છઠ્ઠું આવશ્યક કાઉસ્સગ્ગ પછી કરવાનું છે પરંતુ દેવસિપ્રતિક્રમણમાં તે વખતે અવસર નહીં રહેવાથી પ્રતિક્રમણની શરૂઆતમાં પચ્ચકખાણ કરી, પાંચમું આવશ્યક પૂરૂં થયા પછી તે સંભારવામાં આવે છે અને રાઇપ્રતિક્રમણમાં તો તે વખતે પચ્ચકખાણ કરવામાં આવે છે.

## ૫ ચૌદ નિયમ ધારવાની વિગત.

॥ગાથા સચ્ચિત્ત દવ્વ વિગઈ, વાણુહ તંબોલ વત્થ કુસુમેસુ; વાહણ સયણ વિલેવણ, બંભ દિસિ ન્હાણ ભત્તેસુ.

૧ સચ્ચિત્ત—જે માટી, પાણી, આગ, લીંબુ, લીલી વનસ્પતિ, ફળ, ફુલ, છાલ, કાષ્ટ, મૂળ પત્ર, બીજ, ઇત્યાદિ કાચાં ધાન્ય, પાકાં પણ શસ્ત્ર લાગ્યે બે ઘડી થઈ ન હોય તેનું સચિત્તમાં માન કરે

૨ દ્રવ્ય—જે જે વસ્તુ મુખમાં જૂદા સ્વાદ અર્થે નાંખવી તેની ગણત્રીનો નિયમ.

૩ વિગઇ—દૂધ, દહીં, ઘી, ગોળ, તેલ, કડા (જે તાવડે તળે તે ત્રણ ઘાણ તળ્યા પદાર્થ) વિગય, બીજા ઘાણ નિવિયાતામાં તેનો નિયમ.

૪ વાણુહ—તે પગરખાં, મોજડી, પાવડી, ચાખડી, મોજા તેનો નિયમ.

૫ તંબોલ—તે સોપારી, પાન, લવીંગ, એલચી પ્રમુખ જે વડે મુખશુદ્ધિ થાય તેના તોલનો નિયમ.

૬ વત્થ—તે પોતાને પહેરવા ઓઢવામાં આવે તે વસ્ત્રની ગણત્રીનો નિયમ.

૭ કુસુમેસુ—તે જે વસ્તુ નાકે સૂંઘે તેના તોલનો નિયમ.

૮ વાહણુ—તે ત્રણ ભેદે-ચરતું તે ઘોડા, હાથી, ઉંટ, બળદ, પાડા. ફરતું તે ગાડી, રથ પ્રમુખ. તરતું તે વહાણ, નાવ, ત્રાપા, બોટ પ્રમુખ તેનો નિયમ.

૯ સયણુ—તે સુવાના ખાટલા, પલંગ, ગાદી, પાટ, પાટલા, પાથરણાં પ્રમુખનો નિયમ.

૧૦ વિલેવણુ—તે જે વસ્તુ પોતાના શરીરે વિલેપન કરે તેના તોલનો નિયમ.

૧૧ બંભ—તે સ્ત્રીના ભોગનો નિયમ.

૧૨ દિસિ—તે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, ઊર્ધ્વ, અધોદિશિએ જવાનું પ્રમાણ કરે તે.

૧૩ ન્હાણુ—તે સર્વ અંગે ન્હાવું તેનું પરિમાણ.

૧૪ ભત્તેસુ—ભોજન પાણી જમ્યામાં પીવામાં આવે તેનો તોલ.

૧૫ પૃથ્વીકાય—માટી, મીઠું, ખડી પ્રમુખ પોતે વાપરે તેનો નિયમ.

૧૬ અપ્કાય—તે પાણી પીએ, વાપરે, ન્હાવા પ્રમુખમાં આવે તેના તોલનો નિયમ.

૧૭ તેઉકાય—તે જે પોતાને શરીરે ભોગઉપભોગમાં ચારી, સગડી પ્રમુખનું રાંધ્યું, નિપજ્યું, તાપ્યા, શેકયામાં આવે તેનો નિયમ.

૧૮ વાઉકાય—તે પંખા, હિંચોળા, પડદા, લુગડા વગેરેથી પવન નાંખીએ તેનું પ્રમાણ.

૧૯ વનસ્પતિકાય—તે લીલાં ફળ, ફૂલ, શાક, ખાધાં, વાપર્યા તે દાતણ સુદ્ધાંનું પરિમાણ.

૨૦ ત્રસકાય—જે ત્રાસ પામે તે, કીડા, કીડી વીંછી, ગાય, મચ્છર, પંખી, મનુષ્ય, દેવ, નારકી તેમાંના કોઇને વિણુ-અપરાધે સંકલ્પી મારૂં નહીં તેનો નિયમ.

૨૧ અસિ—તે તરવાર, ભાલા, તીર, છરી, કોશ, કોદાળા, પાવડા, ઘંટી પ્રમુખ જીવવધનાં કરનારાં શસ્ત્ર તેનો નિયમ.

૨૨ મશી—તે શાહીના ખડીઆ, કલમ, પ્રમુખનો નિયમ.

૨૩ કૃષિ—તે જમીન ખોદવાદિક ઘર હાટ, ખેતર પ્રમુખ, તળાવ, કૂવા વગેરેને પાવડાઆદિ વડે ખોદે તેનો નિયમ.

## ૬ શ્રાવક દિન કૃત્ય.

શ્રાવકે હમેશાં પાછલી રાત્રે ઉઠીને મનમાં નવકારમંત્ર સ્મરણ કરવો. પછી પોતાના દેવ, ગુરુ, ધર્મને સંભારવા. પછી પોતાને કર્ત્તવ્ય શું છે,તેનો વિચાર કરવો.પછી સામાયિક અને રાઇ પડિક્કમણું કરી રાત્રિએ કરેલાં પાપની આલોયણા લેવી ને યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું. પછી પ્રભુનાં સ્તવન તથા સજ્ઝાય વગેરે કરવું. પછી ચૌદ નિયમ ધારવા. પછીથી યત્નાપૂર્વક દેહરે જઇ

પ્રભુની દ્રવ્ય તથા ભાવપૂજા કરવી, તેનો કિંચિત્ વિધિ નીચે પ્રમાણે છે. લીલ, ફૂલ તથા જીવ રહિત શુદ્ધ ભૂમિ જોઈને સ્નાન કરીને અંગુછાવડે ડીલ સાફ કરવું.પછી પૂજાને વાસ્તે જૂદાં રાખેલાં વસ્ત્ર પહેરવાં. એક સાડી ઉત્તરાસણ કરવું. આઠ પડો મુખકોશ બાંધવો. દેરાસરમાં ૮૪ આશાતના ટાળવી તેમાંની મ્હોટી દશ આશાતનાઓ નીચે પ્રમાણે—૧ પાન સોપારી આદિ કંઈ ચીજ ખાવી, ૨ પાણી પીવું, ૨ ભોજન કરવું, ૪ પગરખાં પહેરી રાખવાં, ૫ મૈથુન સેવવું, ૬ પથારી કરી સૂવું, ૭ થંકવું, ગળફો વગેરે નાંખવું, ૮ પેશાબ કરવો, ૯ ઝાડે જવું, ૧૦ જુગટું રમવું, એ આશાતનાઓ તો અવશ્ય ટાળવી. પછી જિનપ્રતિમાજીને વિનયપૂર્વક મોરપીંછી વડે પુંજી પ્રક્ષાલ કરવો. અંગલુંહણાં કરી દ્રવ્ય એટલે કેશર તથા ફૂલથી પૂજા કરવી તેનું નામ અંગપૂજા અને અક્ષત, ધૂપ, અગર,દીપ વગેરેથી પૂજા કરવી તે અગ્રપૂજા કહેવાય છે. પૂજા કરવાની આંગળીના નખને કેશરમાં બોળવો નહિ તેમજ પ્રતિમાજીને પણ અડે નહીં,તેમ પ્રભુના નવ અંગે પૂજા કરવી. ૧ જમણા તથા ડાબા પગના અંગુઠે, ૨ જમણા તથા ડાબા ઢીંચણે, ૩ જમણા તથા ડાબા કાંડે, ૪ જમણા તથા ડાબા ખભે, ૫ મસ્તકે, ૬ લલાટે, ૭ કંઠે, ૮ છાતીએ, ૯ નાભિએ એ રીતે નવ અંગે પૂજા કરવી તથા સિદ્ધચક્રની પૂજા કરતાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ એ રીતે નવપદની અનુક્રમે પૂજા કરવી. પછી મંગળિકને અર્થે અષ્ટ મંગળિક આળેખવાં. પછી ત્રણ ખમાસમણ દઈ ઇરિયાવહિય પડિક્કમિ ચૈત્યવંદન કરવું વળી દહેરાસરમાં દશ ત્રિક સાચવવાં તે કહે છે. ૧ ત્રણ નિસીહિ—ઘર

વ્યાપાર છોડવારૂપ પ્રથમ નિસીહિ દેહેરાસરના પ્રથમ બારણે પેસતાં કહેવી. બીજી દહેરા સંબંધી વ્યાપાર છોડવારૂપ ગભારામાં પેસતાં કહેવી. ત્રીજી દ્રવ્યપૂજા છોડવારૂપ ચૈત્યવંદન કરતાં પહેલાં કહેવી. ૩ ત્રણ પ્રણામ-બે હાથ જોડીને પ્રણામ કરવો તે ૧, કેડ ઉપરનો ભાગ નમાવીને પ્રણામ કરવો તે ૨, ત્રણ ખમાસમણ દઇ પ્રણામ કરવો તે ૩. ત્રણ પૂજા-અંગપૂજા, અગ્રપૂજા અને ભાવપૂજા. ૫ ત્રણ અવસ્થા પ્રભુની ભાવવી. ૬ દિશિત્રિક-ત્રણદિશિ ટાળીને ફક્ત પ્રભુના મુખ ઉપરજ નજર રાખવી. ૭ ત્રણ વાર ભૂમિનું પ્રામાર્જન કરવું. ૮ વર્ણત્રિક-વર્ણ આલંબન, અર્થ આલંબન અને પ્રતિમા આલંબન. ૯ ત્રણ મુદ્રા-૧ યોગમુદ્રા તે બે હાથ જોડી માંહોમાંહે આંગળીઓ રાખવી. ૨ જિનમુદ્રા તે બે પગની વચમાં ચાર આંગળ માર્ગ મૂકી કાઉસ્સગ્ગ કરવો. ૩ મુક્તાશુક્તિ મુદ્રા તે કમળના ડોડાને આકારે બે હાથ જોડી સ્તુતિ કરવી. ૧૦ પ્રણિધાનત્રિક-૧ જાવંતિ ચેઇઆઇં ૨ જાવંત કેવિ સાહૂ ૩ જય વીઅરાય ઇતિ દશ ત્રિક સંપૂર્ણ. દહેરાસરમાં જતાં પાંચ અભિગમ સાચવવા તેનાં નામ—૧ સચિત્ત ફળાદિકનો ત્યાગ. ૨ અચિત વસ્ત્રાદિકનું ધારણ કરવું. ૩ અખંડ ઉત્તરાસણ કરવું. ૪, ચિત્ત એકાગ્ર કરવું. ૫ દૃષ્ટથકી પ્રણામ કરવા. રાજાનાં પાચ અભિગમ—ખડ્ગ, છત્ર, ચામર, મુકુટ અને મોજડીઓ એ પાંચે દેહેરાસર બહાર મૂકવાં. એ રીતે દ્રવ્ય તથા ભાવ પૂજા કરવી. પછી ગુરૂવંદનઅર્થે ઉપાશ્રયે જઈ ત્યાં વ્યાખ્યાન એક ચિત્તે સાંભળવું. પછી દોષરહિત સઝતો આહાર સાધુને વહોરાવીને પછી ભોજન કરવું. પછી વ્યાપાર શુદ્ધ કરવો. ઓછું અધિક આપવું લેવું નહીં, જૂઠી સાખ ન પૂરવી, તથા જૂઠા લેખ ન કરવા.

વળી બત્રીશ અનંતકાય, બાવીશ અભક્ષ્ય વગેરે ખાવાં નહિ. રાત્રિભોજન કરવું નહીં. એમાં અતિશય પાપ છે. વળી સાજી, સાબુ, લોહ, ગળી, મધ, ધાવડી વગેરે જણુશો શ્રાવકે વેચવી નહીં. તેમાં ઘણા દોષ છે. પાણી બે વાર ગળવું. બ્રહ્મચર્ય પાળવું. પાપનું મૂળ જે પંદર કર્માદાન તે ટાળવાં. અનર્થદંડ કરવો નહીં. અસત્ય વચન બોલવું નહીં. શુદ્ધ સમકિત પાળવું. ઓછામાં ઓછી પાંચ તિથિ આરંભ કરવો નહીં. સુપાત્રે દાન દેવું. સારાં કાર્યમાં દ્રવ્યનો ઉપયોગ કરવો. પરોપકાર કરવો. દિવસ ચોડો બાકી રહે ત્યારે ચઉવિહાર કરવો. પછી દેવસીપ્રતિક્રમણ કરી દિવસનાં પાપ આળોવવાં. પછી મનમાં અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલિભાષિત ધર્મ એ ચાર શરણ યાદ કરવાં. મનમાં શત્રુંજયાદિકની યાત્રાનો ભાવ રાખવો અને પછી સુઈ જવું. આ કરણી શ્રાવક બરોબર પાળે તો તેનાં કર્મ પાતળાં પડે અને અનુક્રમે મોક્ષનું સ્થાનક પામે.

પ્રતિક્રમણ ન બને તો સામાયિક કરવું. સાત વ્યસનનો ત્યાગ કરવો. કંદમૂળનું ભક્ષણ ન કરવું. અષ્ટમી, ચતુર્દશી, વગેરે પર્વતિથિઓ પાળવી, વગેરે ઘણા નિયમો શ્રાવકે પાળવા જોઈએ. વળી શ્રાવકનાં છ કર્મો નીચે પ્રમાણે છે.

देवपूजा गुरूपास्तिः स्वाध्यायः संयमस्तपः ।
दानं चेति गृहस्थानां, षट्कर्माणि दिने दिने ॥

## ૭ બાર વ્રતોના ૧૨૪ અતિચાર.

| ૫ પાંચ અણુવ્રત— | | ૪ શિક્ષાવ્રત— | |
|---|---|---|---|
| ૧ પ્રાણાતિપાત વિરમણના | ૫ | ૩ અદત્તાદાન વિરમણના | ૫ |
| ૨ મૃષાવાદ વિરમણના | ૫ | ૪ મૈથુન વિરમણના | ૫ |

| | | | |
|---|---|---|---|
| ૫ પરિગ્રહ પરિમાણના | ૫ | ૧૧ પૌષધોપવાસના | ૫ |
| ૩ ગુણવ્રત | | ૧૨ અતિથિસંવિભાગના | ૫ |
| ૬ દિગ્‌વિરમણના | ૫ | જ્ઞાનાચારના | ૮ |
| ૭ ભોગોપભોગ પરિમાણના | ૨૦ | દર્શનાચારના | ૮ |
| ૮ અનર્થદંડ વિરમણના | ૫ | ચારિત્રાચારના | ૮ |
| ૯ સામાયિકના | ૫ | તપાચારના | ૧૨ |
| ૧૦ દેશાવગાશિકના | ૫ | વીર્યાચારના | ૩ |
| | | સમ્યકત્વના | ૫ |
| | | સંલેષણાના | ૫ |
| | | | ૧૨૪ |

૧

## ચોવિશ જિનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ, દો ઉજવળ લહીએ. ૧
મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા;
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરિખા. ૨
સોળે જિન કંચનસમા એ, એવા જિન ચોવિશ;
ધીરવિમળ પંડિતતણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય. ૩

૨

## શ્રી ચોવીશ જિનનાં લાંછનનું ચૈત્યવંદન.

વૃષભલંછન ઋષભદેવ, અજિતલંછન હાથી;
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી. ૧
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ;
પદ્મલંછન પદ્મપ્રભુ, વિશ્વદેવા સુમતિ. ૨

સુપાર્શ્વલંછન સાથિયો, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર
મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ શીતલજિનંદ.. ૩
લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ;
સુવર લંછન પાયે વિમલદેવ, ભવિયા તે નામો શીષ. ૪
સિંચાણો જિન અનંતને, વજાલંછન શ્રીધર્મ;
શાંતિલંછન મરગલો, રાખે ધર્મનો મર્મ. ૫
કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત્ત;
મલ્લિ કુંભ વખાણિયે, સુવ્રત કચ્છપ વિખ્યાત. ૬
નમિજિનને નીલું કમલ, પામીએ પંકજમાંહિ;
શંખલંછન પ્રભુ નેમજી, દીસે ઉંચે આંહિ. ૭
પાર્શ્વનાથજી ચરણે સર્પ, નીલવરણે શોભિત;
સિંહલંછન કંચનતનુ, વર્દ્ધમાન વિખ્યાત. ૮
એણી પરે લંછન ચિંતવી એ, ઓળખીએ જિનરાય;
જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં, લક્ષ્મીરતન સૂરિરાય. ૯

૩

બાર ગુણે અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખદોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોતરસય ગુણ મળીએ, એમ સમરો નવકાર;
ધીરવીમળ પંડિતતણો, નય પ્રણમે નિત સાર. ૩

૪

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧

સકળ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરી, ચારિત્ર લેઈશું;
પાય તુમારા સેવીને, શિવરમણી વરીશું. ૩
એ અળજો મુજને ઘણોએ, પુરો સીમંધર દેવ;
ઇહાં થકી હું વિનવું, અવધારો ગુણગેહ ૪

૧

## આદિનાથ સ્તવન.

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધીરે કાય;
કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગપરે લપટાય. ૧
રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહ માનું કોઇ નવિ કરે, જગમાં તુમશુંરે વાદ. ૨
વગર ધોઇ તુજ નિર્મલી, કાયા કંચન વાન;
નહિ પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન. ૩
રાગ ગયો તુજ મનથકી, તેહમાં ચિત્ર ન કોય;
રૂધિર આમિષથી રાગ ગયો તુજ જન્મથી, દૂધસહોદર હોય. ૪
શ્વાસોશ્વાસ કમળસમો, તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નિહાર ચર્મચક્ષુધણી, એહવા તુજ અવદાત. ૫
ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ એમ અતિશયા,
સમવાયાંગે પ્રસિદ્ધ. ૬
જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજઅંગ;
પદ્મવિજય કહે એહ સમય પ્રભુ પાળજો,
જેમ થાઉં અખય અભંગ. ૭

૨

## ભાવમંદિર સમકિતનું સ્તવન.

સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપપડલ ગયાં દૂરરે;
મોહન મરૂદેવીનો લાડકોજી, દીઠા આનંદ પૂરરે. સ૦ ૧
આયુવર્જિત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીનરે;
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂર્વ મોગર લીનરે. સ૦ ૨
ભુંગળ ભાંગી આદ્ય કષાયનીજી, મિથ્યામોહની સાંકળ સાથરે;
બાર ઉઘાડયાં શમસંવેગનાંજી, અનુભવભવને બેઠો નાથરે. સ૦ ૩
તોરણ બાંધ્યાં જીવદયાતણાંજી, સાથીઓ પૂર્યો શ્રદ્ધારૂપરે;
ધૂપઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી,
દીપ મંગળ આઠ અનુપરે. સ૦ ૪
સંવરપાણીએ અંગ પખાલિયાંજી, કેશર ચંદન ઉત્તમ ધ્યાનરે;
આતમરૂચિ મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે. સ૦ ૫
ભાવે પૂજોરે પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પરમ પવિત્રરે;
કારણજોગે કારજ નીપજેજી,
ક્ષમાવિજય જિન આગમ રીતરે. સ૦ ૬

૧

## પાર્શ્વજિન સ્તુતિ.

શંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછિત પૂરણ સુરતરૂ, જય વામાસુત અલવેસરૂ. ૧
દોય રાતા જિનવર અતિ ભલા, દોય ધોળા જિનવર ગુણનીલા;
દોય નીલા દોય શામળ કહ્યા, સોળે જિન કંચન વર્ણ લહ્યા. ૨
આગમ તે જિનવર ભાખિયો, ગણધર તે હૈડે રાખિયો;
તેનો રસ જેણે ચાખિયો, તે હુવો શિવ સુખ સાખિયો. ૩

ચક્રીશ્વરી દેવ પ્રભાવની, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવની;
સહુ સંઘનાં સંકટ હરતી, નય વિમલનાં વાંછિત પૂરતી. ૪

૨

## આદિજિન સ્તુતિ.

આદિ જિનવર રાયા, જાસ સોવન કાયા,
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ સિરિ રાયા, મોક્ષનગરે સધાયા. ૧

૧

## શ્રી સ્થૂલિભદ્રજીની સજ્ઝાય.

શ્રી સ્થૂલિભદ્ર મુનીગણમાંહિ શિરદાર જો, ચોમાસું આવ્યા કોશ્યાઆગારજો, ચિત્રામણશાળાએ તપ જપ આદર્યા જો. ૧

કો૦—આદરિયાં મત આવ્યા છો અમ ગેહ જો, સુંદર સુંદર ચંપકવરણી દેહ જો; અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો. ૨

સ્થૂ૦—સંસારે મેં જોયું સકળ સરૂપ જો, દરપણની છાયામાં જેવું રૂપ જો;
સુપનાની સુખલડી ભૂખ ભાંગે નહીં જો. ૩

કો૦—ના કહેશો તો નાટક કરશું આજ જો, બાર વરસની માયા છે મુનિરાજ જો, તે છોડી કેમ જાઓ ? હું આશાભરી જો.

સ્થૂ૦—આશાભરિયો ચેતન કાળ અનાદિ જો, ભમિયો ભવમાં હીણ થયો પરમાદી જો; ના જાણી મેં સુખની કરણી જોગની જો. ૫

ગુ૦—જોગી તો જંગલમાં વાસો વસિયા જો, વેશ્યાને મંદિરિયે ભોજનરસિયા જો, તુમને દીઠા એવા સંયમ સાધતાં જો. ૬

સ્થૂ૦—સાધશું સંયમ ઈચ્છારોધ વિચારી જો, કૂર્માપુત્ર થયા નાણી ઘરબારી જો, પાણીમાંહે પંકજ કોરૂં જાણિયે જો. ૭

ગુ૦—જાણી એ તો સઘળી તુમારી વાત જો, મેવા મીઠા રસવંતા બહુ જાત જો; અંબર ભૂષણ નિત નિત નવલા લાવતા જો. ૮

સ્થૂ૦—લાવંતા તો હેતી આદરમાન જો, કાયા જાણું સંધ્યારંગ સમાન જો; ઠાલી તે શું કરવી એવી પ્રીતડી જો. ૯

ગુ૦—પ્રીતલડી કરતાં તે રંગભર સેજ જો, રમતા ને દેખાડંતા ઘણું હેજ જો, રીસાણી મનાવી મુજને સાંભરે જો. ૧૦

સ્થૂ૦—સાંભરે તો મુનિવર મનડું વાળે જો, ઢાંકયો અગ્નિ ઉઘાડયે પરજાળે જો, સંયમમાંહે એ છે દૂષણ મોટકું જો. ૧૧

ગુ૦—મોટકું આવ્યું રાજા નંદનું તેડું જો, જાતાં ન વહે કંઇ તુમારૂં મનડું જો, મેં તો તમને કોલ કરીને મોકલ્યા જો. ૧૨

સ્થૂ૦—મોકલિયા તો મારગમાંહિ મળિયા જો, સંભૂતિ આચારજ જ્ઞાને બળિયા જો, સંયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો. ૧૩

ગુ૦—શીખવ્યું તો કહી દેખાડો અમને જો, ધર્મ કરંતાં પુણ્ય વડેરૂં તમને જો; સમતાને ઘેર આવી વેશ્યા એમ વદે જો. ૧૪

વદે મુનિવર શંકાનો પરિહાર જો, સમકિતમૂળે શ્રાવકનાં વ્રત બાર જો; પ્રાણાતિપાતાદિક સ્થૂલે ઉચ્ચરે જો. ૧૫

ઉચ્ચરે તો વીત્યું છે ચોમાસ જો, આણા લેઇને આવ્યા ગુરૂની પાસ જો, શ્રુતનાણી કહેવાણા ચૌદે પુરવી જો. ૧૬

પુરવી ધરમે તાર્યાં પ્રાણી મોક્ષ જો, ઉત્તમ જાણે તેહ
સધા દેવલોક જો, જયશ કહે નિત તેહને કરીએ વંદના જો. ૧૭

---

૨

## શ્રાવકની કરણીની સજ્ઝાય.

શ્રાવક તું ઉઠે પરભાત, ચ્યાર ઘડી લે પાછલી રાત;
મનમાં સમરે શ્રી નવકાર, જિમ પામે ભવસાગર પાર. ૧
કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારે છે કુલકર્મ;
કવણ અમારે છે વ્યવસાય, એ ચિંતવે જે મનમાંહિ. ૨
સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મતણી હૈડે ધરી બુદ્ધ;
પડિક્કમણું કરી રયણીતણું, પાતિક આલોએ આપણું. ૩
કાયા શક્તિ કરે પચ્ચખાણ, સુદ્ધિ પાળે જિનવરઆણ;
ભણજે ગુણજે સ્તવન સીઝાય, જિણહુંતી નિસ્તારો થાય. ૪
ચીતારે નિત ચઉદહ નીમ, પાળે દયા જીવતાંસીમ;
દેરે જાઇ જુહારે દેવ, દ્રવ્યત ભાવત કરજે સેવ. ૫
પૂજા કરતાં લાભ અપાર, પ્રભુજી મ્હોટા મુક્તિદાતાર;
જે ઉત્થાપે જિનવરદેવ, તેહને નવદંડકની ટેવ. ૬
પોસાલે ગુરૂ વંદજે જાઇ, સુણે વખાણ સદા ચિત્ત લાઈ;
નિરદૂષણ સૂઝતો આહાર, સાધુને દેજે સુવિચાર. ૭
સાહમીવત્સલ કરજે ઘણાં, સગપણ મોટાં સાહમીતણાં;
દુખિયા હીણા દીણા દેખ, કરજે તાસ દયા સુવિશેષ. ૮
ઘરઅનુસારે દેજે દાન, મોટાસ્યું મ કરે અભિમાન;
ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન મેલીશ એકે ઘડી. ૯
વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર;
મ ભરે કેહની કુડી સાખ, કુડા જનસ્યું કથન મ ભાખ. ૧૦

અનંતકાય કહી બત્રીસ, અભક્ષ બાવીસે વીસવાં વિસ;
તે ભક્ષણ નવિ કીજે કિમે, કાચાં કુણાં ફળ મત જિમે. ૧૧
રાત્રિભોજનના બહુ દોષ, જાણીને કરજે સંતોષ;
સાજી સાબુ લોહ ને ગળી, મધુ ધાવડી મમ વેચીસ વળી. ૧૨
વળી મ કરાવે રંગણ પાસ, દૂષણ ઘણાં કહ્યાં છે તાસ;
પાળી ગળજે બે બે વાર, અણગળ પીતે દોષ અપાર. ૧૩
જીવાણીનાં કરજે યત્ન, પાતક છંડી કરજે પુણ્ય;
છાંણાં ઈંધણ ચૂલો જોઇ, વાવરજે જિમ પાપ ન હોય. ૧૪
ઘૃતની પરે વાવરજે નીર, અણગળ નીર મ ધોયે ચીર;
બ્રહ્મવ્રત સૂધું પાળજે, અતિચાર સઘળા ટાળજે. ૧૫
કહિયાં પનરહ કર્માદાન, પાપતણી પરહરજે ખાણ;
સીસ મ લેજે અનરથદંડ, મિથ્યા મેલ મ ભરજે પિંડ. ૧૬
સમકિત શુદ્ધ હિયડે રાખજે, બોલ વિચારીને ભાખજે;
ઉત્તમ ઠામે ખરચે વિત્ત, પરઉપગાર કરે શુભ ચિત્ત. ૧૭
તેલ તક્ર ઘૃત દૂધ ને દહીં, ઉઘાડાં મત મેલે સહી;
પાંચ તિથિ મ કરે આરંભ, પાળે શીલ તજે મનદંભ. ૧૮
દીવસચરિમ કરજે ચોવિહાર, ચ્યારે આહારતણો પરિહાર;
દિવસતણાં આલોએ પાપ, જીમ ભાંજે સઘળા સંતાપ. ૧૯
સંધ્યાઆવશ્યક સાચવે, જિનવરચરણ શરણ ભવભવે;
ચ્યારે શરણ કરી દૃઢ હોય, સાગારી અણસણ લે સોય. ૨૦
કરે મનોરથ મને એહવા, તીરથ શેત્રુંજે જાયવા;
સમેતશિખર આબુ ગિરનાર, ભેટીસ હું ધન ધન અવતાર. ૨૧
શ્રાવકની કરણી છે અહ, એહથી થાયે ભવનો છેહ;
આઠે કરમ પડે પાતલાં, પાપતણાં છૂટે આમળા. ૨૨

ચારૂ ઘડીએ અમર વિમાન. અનુક્રમે પામે શિવપુરસ્થાન;
કહે જિનહર્ષ ઘણે સુસનેહ. કરણી દુઃખહરણી છે એહ. ૨૩.

---

જગતમાં દેવ–ગુરૂ–અને ધર્મ આ ત્રણ ઉત્તમ તત્વો છે,
તેનું અહીં કિંચિત્ સ્વરૂપ પ્રશ્નોત્તર રત્ન ચિન્તા-
મણિના આધારે લખવામાં આવ્યું છે.

## ૧. દેવતત્વ.

---

પ્રશ્ન–૧ આ જગતમાં અનેક દેવ અને દેવીઓ છે તો કયા દેવને માનવા પૂજવા કે જેથી આપણા આત્માનું કલ્યાણ થાય અને જે વડે મોક્ષ મેળવી શકાય ?

ઉત્તર–સત્ય દેવને માનવા પૂજવા. તેમના કહેલાં શાસ્ત્રો પ્રમાણે વર્ત્તવાથી સહેજે મોક્ષ મેળવી શકાય છે.

પ્રશ્ન–૨ સત્ય દેવ કોને માનવા ?

ઉત્તર–જે દેવ રાગ, દ્વેષ અને મોહ (અજ્ઞાન) રહિત હોય, અર્થાત્ બાર ગુણે સહિત અને અઢાર દોષે રહિત હોય, જેમણે તપ–જપ વ્રત–પચ્ચખ્ખાણ આદિ અનેક પ્રકારનાં ઉત્તમ સાધનોવડે આઠ કર્મોમાંથી ચાર ઘાતીકર્મ (આત્માના ગુણોનો સર્વથા નાશ કરનાર )નો ક્ષય કરી કેવળ જ્ઞાન, કેવળ દર્શન પ્રાપ્ત કર્યું હોય તેમને સત્ય દેવ માનવા.

આ બાર ગુણ તથા અઢાર દોષની હકિકત આજ બુકના પૃષ્ઠ ૨–૩–૪ ઉપર આપી છે, ત્યાંથી જોઈ જાણી લેવી.

પ્રશ્ન–૩ તેવા દેવ કોણ હોઈ શકે ?

ઉત્તર—તીર્થંકર ભગવાનજ તેવા સત્ય દેવ છે—બીજા નથી.

પ્રશ્ન—૪ શંકર, બ્રહ્મા, વિષ્ણુ, વગેરે દેવ સત્ય દેવ કહેવાય કે નહીં ?

ઉત્તર—ઉપર બતાવેલા ગુણે સહિત અને દોષે રહિત તે દેવો નથી, તે તેમનાં ચરિત્ર, મૂર્ત્તિઓ તથા તેમનાંજ શાસ્ત્રથી સિદ્ધ થાય છે એટલે તેઓ સત્ય દેવ કેમ મનાય ? અર્થાત્ તેમને સત્ય દેવ તરિકે માની શકાય નહીં.

---

## ૨. ગુરૂ તત્વ.

પ્રશ્ન ૧ સત્ય ગુરૂ કોને માનવા ?

ઉત્તર—શ્રી જિનેશ્વર ભગવાનના કહેલાં શાસ્ત્રોને અનુસરીને ચાલે, પાપથી બીએ, સાચો ઉપદેશ આપે, હિંસા, અસત્ય, ચોરી, સ્ત્રીસેવન અને ધન વગેરે પરિગ્રહના ત્યાગી હોય, નિરંતર શાસ્ત્રાધ્યયન કરતા હોય તેમને સત્ય ગુરૂ તરિકે માનવા. જગતમાં ત્રણ પ્રકારના ગુરૂ હોય છે. પહેલા પત્થરના નાવ સમાન, તે પોતે ડુબે અને બીજાને ડુબાડે બીજા કાગળના નાવ સમાન તે પોતે તરે પણ બીજાને તારી શકે નહીં અને ત્રીજા કાષ્ઠના નાવ સમાન, તે પોતે તરે અને બીજાને પણ તારે.

---

## ૩. ધર્મ તત્વ.

જે અધોગતિમાં જતા જીવોને અટકાવી ઊંચ ગતિમાં લઈ જાય અર્થાત્ ક્રમે કરીને મોક્ષમાં લઇ જાય તેને ધર્મ કહીએ.

પ્રશ્ન—૧ તે ધર્મ શી રીતે મેળવી શકાય ?

ઉત્તર—પ્રથમ માર્ગાનુસારીના પાંત્રીસ ગુણ મેળવી તે પ્રમાણે વર્તવાથી ધર્મ પામવાની યોગ્યતા આવે છે.

પ્રશ્ન-૨ ધર્મ કેટલા પ્રકારનો છે ?

ઉત્તર-મુખ્ય ધર્મ બે પ્રકારના છે—એક આત્મિક ધર્મ અને બીજો વ્યાવહારિક ધર્મ.

પ્રશ્ન-૩ આત્મિક ધર્મ કોને કહેવાય ?

ઉત્તર-આત્માનું લક્ષણ-અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્યાદિ છે તેમાં રમણ કરવું તે આત્મિક ધર્મનું આરાધન સમજવું અને તેને માટેજ વ્યાવહારિક ધર્મ કરવાની ખાસ જરૂર છે.

પ્રશ્ન-૪ ત્યારે વ્યાવહારિક ધર્મ કોને કહેવાય ?

ઉત્તર-દાન-શિયળ-તપ-ભાવનારૂપ ઉત્તમ પ્રકારની કરણી કરવી, જેવી કે-સામાયિક-પ્રતિક્રમણ-પૌષધ-દેવપૂજા-ગુરુભક્તિ-સ્વામીભક્તિ-તીર્થયાત્રા-રથયાત્રા વગેરે શાસ્ત્રાનુસારે ધર્મકરણી કરવી તે વ્યાવહારિક ધર્મનું આરાધન સમજવું.

---

## ૧ શાંતિ જિનની આરતિ.

જય જય આરતિ શાંતિ તુમારી,
તોરા ચરણકમળકી મૈં જાઉં બલિહારી. જ૦ ૧
વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથમુખ પૂનમચંદા. જ૦ ૨
ચાલિશ ધનુષ્ય સોવનમય કાયા,
મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા. જ૦ ૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે,
સોળમાં જિનવર જગ સહુ મોહે. જ૦ ૪

ઉત્તર-તીર્થંકર ભગવાનજ તેવા સત્ય દેવ છે-બીજા નથી.

પ્રશ્ન-૪ શંકર, બ્રહ્મા, વિષ્ણુ, વગેરે દેવ સત્ય દેવ કહેવાય કે નહીં ?

ઉત્તર-ઉપર બતાવેલા ગુણે સહિત અને દોષે રહિત તે દેવો નથી, તે તેમનાં ચરિત્ર, મૂર્ત્તિઓ તથા તેમનાંજ શાસ્ત્રથી સિદ્ધ થાય છે એટલે તેઓ સત્ય દેવ કેમ મનાય ? અર્થાત્ તેમને સત્ય દેવ તરિકે માની શકાય નહીં.

---

## ૨. ગુરૂ તત્વ.

પ્રશ્ન ૧ સત્ય ગુરૂ કોને માનવા ?

ઉત્તર—શ્રી જિનેશ્વર ભગવાનના કહેલાં શાસ્ત્રોને અનુસરીને ચાલે, પાપથી બીએ, સાચો ઉપદેશ આપે, હિંસા, અસત્ય, ચોરી, સ્ત્રીસેવન અને ધન વગેરે પરિગ્રહના ત્યાગી હોય, નિરંતર શાસ્ત્રા-ધ્યયન કરતા હોય તેમને સત્ય ગુરૂ તરિકે માનવા. જગતમાં ત્રણ પ્રકા-રના ગુરૂ હોય છે. પહેલા પત્થરના નાવ સમાન, તે પોતે ડુબે અને બીજાને ડુબાડે બીજા કાગળના નાવ સમાન તે પોતે તરે પણ બીજાને તારી શકે નહીં અને ત્રીજા કાષ્ઠના નાવ સમાન, તે પોતે તરે અને બીજાને પણ તારે.

---

## ૩. ધર્મ તત્વ.

જે અધોગતિમાં જતા જીવોને અટકાવી ઊંચ ગતિમાં લઈ જાય અર્થાત્ ક્રમે કરીને મોક્ષમાં લઇ જાય તેને ધર્મ કહીએ.

પ્રશ્ન-૧ તે ધર્મ શી રીતે મેળવી શકાય ?

વિવિધ જાતિકે પુષ્પ મંગાવો, મોગર લાલ ગુલાબ. આજ૦ ૩
ધૂપ ઉખેવો ને કરો આરતિ, મુખ બોલો જયકાર. આજ૦ ૪
હર્ષ ધરી આદીશ્વર પૂજે, ચોમુખ પ્રતિમા ચાર. આજ૦ ૫
હૈયે ધરી ભક્તિ ભાવના ભાવો, જિમ પામો ભવપાર. આજ૦ ૬
સકળચંદ સેવક જિનજીકો, આનંદઘન ઉપકાર. આજ૦ ૭

---

## ઓચ્છવ રંગ.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે;
કલ્યાણક ઓચ્છવ કિયો, ચઢતે પરિણામે. ૧
શતવરસાયુ જીવીને, અક્ષય સુખ સ્વામી;
તુમ પદ સેવાભક્તિમાં, નહીં રાખું ખામી. ૨
સાચી ભક્તે સાહેબા, રીઝો એક વેળા;
શ્રી શુભવીર હુવે સદા, મનવંછીત મેળા. ૩

---

## મંગળદીવો.

દીવોરે દીવો મંગળિક દીવો, આરતિ ઉતારણ બહુ ચિરંજીવો. દી૦ ૧
સોહામણું ઘેર પર્વ દીવાળી, અંબર ખેલે અમરા બાળી. દી૦ ૨
દીપાળ ભણે એણે કુળ અજુવાળી, ભાવે ભક્તે વિઘ્ન નિવારી. દી૦ ૩
દીપાળ ભણે એણે કલિકાળે,
આરતિ ઉતારી રાજા કુમારપાળે. દી૦ ૪
અમ ઘેર મંગળિક તમ ઘેર મંગળિક;
મંગળિક ચતુર્વિધ સંઘને હોજો. દી૦ ૫

---

મંગળ આરતિ ભોરહિં કીજે, જન્મો જન્મનો લાહો લીજે. જ૦ ૫
કર જોડી સેવક ગુણ પાવે, સો નર નારી અમર પદ પાવે. જ૦ ૬

## ૨ આદિ જિનની આરતિ.

અપછરા કરતી આરતિ જીનઆગે. હાંરે જિનઆગેરે જિનઆગે, હાંરે એ તો અવિચળ સુખડાં માગે, હાંરે નાભિ નંદન પાસ. અ૦ ૧ તા થેઈ નાટક નાચતી પાય ઠમકે, હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે, હાંરે સોવન ઘુઘરડી ઘમકે, હાંરે લેતી ફૂદડી બાળ. અ૦ ૨ તાલ મૃદંગ ને વાંસળી ડફ વીણા, હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા, હાંરે મધુર સુરાસુર નયણાં, હાંરે જોતી મુખડું નિહાળ. અ૦ ૩ ધન્ય મરૂદેવા માતને પુત્ર જાયા, હાંરે તોરી કંચનવરણી કાયા, હાંરે મેં તો પુરવ પુણ્યે પાયા, હાંરે દેખ્યો તેરો દેદાર. અ૦ ૪ પ્રાણજીવન પરમેશ્વરૂ પ્રભુ પ્યારો, હાંરે પ્રભુ સેવક હું છું તારો, હાંરે ભવોભવનાં દુખડાં વારો, હાંરે તુમે દીનદયાળ. અ૦ ૫ સેવક જાણી આપનો ચિત્ત ધરજો, હાંરે મોરી આપદા સઘળી હરજો, હાંરે મુનિ માણેક સુખિયો કરજો, હાંરે જાણી પોતાનો બાળ. અ૦ ૬

## ચાર મંગળ.

ચારૂ મંગળ ચાર, આજ મારે ચારૂ મંગળ ચાર.
દેખ્યો દરસ સરસ જિનજીકો, શોભા સુંદર સાર. આજ૦ ૧
છિનુ છિનુ છિનુ મનમોહન ચરચો,
ઘસી કેસર ઘનસાર. આજ૦ ૨

વિવિધ જાતિકે પુષ્પ મંગાવો, મોગર લાલ ગુલાબ. આજ૦ ૩
ધૂપ ઉખેવો ને કરો આરતિ, મુખ બોલો જયકાર. આજ૦ ૪
હર્ષ ધરી આદીશ્વર પૂજો, ચૌમુખ પ્રતિમા ચાર. આજ૦ ૫
હૈયે ધરી ભવિ ભાવના ભાવો, જિમ પામો ભવપાર. આજ૦ ૬
સકળચંદ સેવક જિનહરખો, આનંદઘન ઉપકાર. આજ૦ ૭

---

## ઓચ્છવ રંગ.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે;
કલ્યાણક ઓચ્છવ કિયો, ચઢતે પરિણામે. ૧
શતવરષાયુ જીવીને, અક્ષય સુખ સ્વામી;
તુમ પદ સેવાભક્તિમાં, નહીં રાખું ખામી. ૨
સાચી ભકતે સાહિબા, રીઝો એક વેળા;
શ્રી શુભવીર હુવે સદા, મનવંછીત મેળા. ૩

---

## મંગળદીવો.

દીવોરે દીવો મંગળિક દીવો, આરતિ ઉતારણ બહુ ચિરંજીવો. દી૦ ૧
સોહામણું ઘેર પર્વ દીવાળી, અંબર ખેલે અમરા બાળી. દી૦ ૨
દીપાળ ભણે એણે કુળ અજુવાળી, ભાવે ભકતે વિઘન નિવારી. દી૦ ૩
દીપાળ ભણે એણે કલિકાળે,
આરતિ ઉતારી રાજા કુમારપાળે. દી૦ ૪
અમ ઘેર મંગળિક તમ ઘેર મંગળિક;
મંગળિક ચતુર્વિધ સંઘને હોજો. દી૦ ૫

---

## શ્રી સિદ્ધાચળના દૂહા.

એકેકું ડગલું ભરે, શેત્રુંજા સામું જેહ;
રીખવ કહે ભવ કાડનાં, કર્મ ખપાવે તેહ.
શેત્રુંજા સમો તીરથ નહીં, રીખવ સમા નહીં દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહીં, વળી વળી વંદું તેહ.
સિદ્ધાચળ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ જન્મ પામી કરી, વંદું વાર હજાર.
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢ ગિરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહીં, (તેનો) એળે ગયો અવતાર.
શેત્રુંજી નદી નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ યુગાદિ પૂજીએ, આણી મન સંતોષ.
જગમાં તીરથ દો વડાં, શત્રુંજય ગિરનાર;
એક ગઢ રીખવ સમોસર્યા, એક ગઢ નેમકુમાર.
સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, ગ્રહી મુનિલિંગ અનંત;
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવિ ભગવંત.
શત્રુંજય ગિરી મંડણો, મરૂદેવીનો નંદ;
યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ.
તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિ સુખભોગ;
વળી વળી એ ગિરિ વંદતાં, શિવરમણી સંયોગ.

